| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| | થઈ જાય, અને તેઓ તેની કૃપાના ઉમેદવાર છે અને તેની યાતનાથી ડરે છે. હકીકત એ છે કે તારા રબની યાતના છે જ ડરવાને લાયક. |
| • नाब्रह्मा यज्ञ ऋधग्जोषति त्वे। (ઋગ્વેદ, ૧૦:૧૦૫:૮)<br>હે ઈશ્વર ! તું એવી ઉપાસનાને ધિક્કારે છે, જેમાં ઈરાદાની નિષ્ઠા ન હોય. | • **ફ-વયલુલ્ લિલ્-મુસલ્લીનલ્લઝીન હુમ્ અન્ સલાતિહીમ સાહૂન. અલ્લઝીન હુમ્ યુરાઊન.** (કુર્આન, ૧૦૭:૪-૭)<br>પછી વિનાશ છે તે નમાઝ પઢનારાઓ માટે, જેઓ પોતાની નમાઝથી બેદરકારી દાખવે છે, જેઓ દેખાડો કરે છે, અને સામાન્ય જરૂરતની વસ્તુઓ (લોકોને) આપવાથી કતરાય છે. |
| • न यस्य द्यावापृथिवी अनु व्यचो न सिन्धवो रजसो अन्तमानशुः।<br>नोत स्ववृष्टिं अस्य युध्यत एको अन्यच चकृषे विश्वमानुषक ।। (ઋગ્વેદ, ૧:૫૨:૧૪)<br>ન ધરતી અને આકાશ તે ઈશ્વરની વ્યાપકતાને પામી શકે છે, અને ન અન્ય ગ્રહો, અને ન આકાશમાંથી વરસતી વર્ષા. તે એક ઈશ્વર સિવાય કોઈ બીજો આ જગતઉપર સામર્થ્ય ધરાવતો નથી. | • **વ-લા યુહીતૂન બિશય્-ઈમ્-મિન્ ઈલ્મિહી ઈલ્લા બિમા-શાઅ. વસિઅ કુર્સિય્યુહુસ્-સમાવાતિ વ-લ્ અર્દ.** (કુર્આન, ૨:૨૫૫)<br>તેના જ્ઞાનમાંથી કોઈ વસ્તુ તેમની સમજ અને પકડમાં આવી શકતી નથી, સિવાય કે અલ્લાહ સ્વયં તેનું જ્ઞાન તેમને આપવા ચાહે. તેની રાજસત્તા આકાશો અને ધરતી ઉપર વ્યાપ્ત છે. |
| • स एकएकएक्वृदेकएव । (અથર્વવેદ, ૧:૫૨:૧૪)<br>તું એક, એકલો, અમર. એક જ છે. | • **કુલ્ હુવલ્લાહુ અહદ. અલ્લાહુસ્સમદ.** (કુર્આન, ૧૧૨:૧-૨)<br>કહો, તે અલ્લાહ છે, એકાકી અને અદ્વિતીય છે,અલ્લાહ નિરપેક્ષ અને સર્વાધાર છે. |
| • यस्यैमाः प्रदिशः (ઋગ્વેદ, ૧૦:૧૨૧:૪)<br>આ બધી દિશાઓ તેની જ છે. | • **વ-લિલ્લાહિલ્ મશ્રિકુ વલ્ મગ્રિબ. ફ-અયનમા તુવલ્લૂ ફસમ્મ વજ્હુલ્લાહ. ઈન્નલ્લાહ વાસિઉન્ અલીમ.** (કુર્આન, ૨:૧૧૫)<br>પૂર્વ અને પશ્ચિમ સર્વ અલ્લાહના જ છે, જે તરફ પણ તમે રુખ કરશો તે જ તરફ અલ્લાહનું રુખ છે. અલ્લાહ સર્વવ્યાપી અને સર્વજ્ઞ છે. |

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • तस्याम् सर्वा वक्षत्रा वशे चन्द्रमसा सह (ઋગ્વેદ, ૧૦:૧૨૧:૪)<br>ચંદ્ર સહિત આ બધા નક્ષત્રો તેના જ વશમાં છે. | • **વશ્-શમ્સ વ-લ્ કમર વન્-નુજૂમ મુસખ્ખ-રાતિમ્ બિ-અમ્રિહી. અલા લહુલ્ ખલ્કુ વલ્-અમ્ર** (કુર્આન, ૭:૫૪)<br>જેણે સૂર્ય અને ચંદ્ર અને તારાઓ પેદા કર્યા. સૌ તેના આદેશને આધીન છે. સાવધાન ! તેની જ સૃષ્ટિ છે અને તેની જ આજ્ઞા. |
| • **ઋગ્વેદ કહે છે, ''હે શ્રદ્ધા રાખનારાઓ ! તેના સિવાય કોઈની પણ ઉપાસના ન કરો; તે જ એક માત્ર ઈશ્વર છે.** (ઋગ્વેદ, ૮:૧:૧)<br>• **અથર્વવેદ કહે છે, ''ઈશ્વર એક છે.''** (અથર્વવેદ, ૧૦:૯:૨૯) | • **વ-મગાનિમ કસીરતંય્-યઅ્ખુઝૂહા. વકાન-લ્લાહુ અઝીઝન્ હકીમા.** (કુર્આન, ૪૮:૧૯)<br>અને પુષ્કળ માલે-ગનીમત આપી દીધો, જે તેઓ ટૂંક સમયમાં જ મેળવશે. અલ્લાહ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે. |

# ઈશ્વરને દરેક વસ્તુનું જ્ઞાન છે.

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| ● यो नः पिता जनिता यो विधाता धामानि वेद भुवनानि विश्वा। (ઋગ્વેદ, ૧૦:૮૨:૩)<br><br>(ઈશ્વર) જે આપણો પાલક અને પેદા કરવાવાળો છે, જે વિધાતા છે, તે જ સૃષ્ટિમાં જે કંઈ છે તેને અને લોકોને જાણે છે. | ● **અમ્મંય્યબ્દઉલ્-ખલક સુમ્મ યુઈદુહૂ વ-મનંય્યરઝુકુકુમ્-મિનસ્માઇ વ-લ્ અર્દ. અ-ઈલાહુમ્-મઅલ્લાહ, કુલ્ હાતૂ બુરહાનકુમ્ ઈન્ કુન્તુમ્ સાદિકીન.** (કુર્આન, ૨૭:૬૪)<br><br>તે કોણ છે જે પહેલી વાર પેદા કરે છે, પછી તેનું પુનરાવર્તન કરે છે, અને જે તમને આકાશ અને ધરતીમાંથી આજીવિકા આપે છે ? શું અલ્લાહ સાથે કોઈ બીજો ખુદા પણ (આ કામોમાં ભાગીદાર) છે ? કહો કે લાવો પોતાની દલીલ, જો તમે સાચા છો !<br><br>● **યઅ્લમુ મા-બઈન અઈદીહિમ્ વ-મા ખલ્ફહુમ્.** (કુર્આન, ૨:૨૫૫)<br><br>જે કંઈ બંદાઓના સામે છે તેને પણ તે જાણે છે અને જે કંઈ ઓઝલ છે તેનાથી પણ વાકેફ છે.<br><br>● **કુલ્-લા યઅ્લમુ મન્ ફિસ્સમાવાતિ વલ્-અર્દિલ્-ગઈબ ઈલ્લલ્લાહ.** (કુર્આન, ૨:૨૫૫)<br><br>તેમને કહો, અલ્લાહ સિવાય આકાશો અને ધરતીમાં અદૃશ્યનું જ્ઞાન કોઈને નથી. |
| ● सर्व तद् राजा वरूणो क्विष्टे यदन्तरा रोदसी यत् परस्तात (અથર્વવેદ, ૪:૧૬:૫)<br><br>જે કંઈ ધરતી અને આકાશની વચ્ચે છે અને જે કંઈ તેનાથી દૂર છે, ઈશ્વર તેને જુએ છે. | ● **યઅ્લમુ મા-યલિજુ ફિલ્-અર્દિ વ-મા યખ્રુજુ મિન્હા વ-મા યન્ઝિલુ મિનસ્સમાઇ વ-મા યઅ્રુજુ ફીહા. વ-હુવ મઆકુમ્ અઈન મા-કુન્તુમ. વલ્લાહુ બિમા તઅ્મલૂન બસીર.** (કુર્આન, ૫૭:૪)<br><br>તેના જ્ઞાનમાં છે જે કંઈ ધરતીમાં જાય છે અને જે કંઈ તેમાંથી નીકળે છે અને જે કંઈ આકાશમાંથી ઊતરે છે અને જે કંઈ તેમાં ચઢે છે. તે તમારા સાથે છે, જ્યાં પણ તમે હોવ. જે કામ પણ તમે કરો છો, તેને તે જોઈ રહ્યો છે. |

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
| --- | --- |
| • सविता पश्चातात् सविता पुरस्तात्<br>सवितोत्तरात्तात सविता धरात्तात<br>(ઋગ્વેદ, ૧૦:૩૪:૧૪)<br>સૃષ્ટિનો રચયિતા આગળ, પાછળ, ઉપર, નીચે બધી બાજુ છે.<br>• विश्‍वतश्‍चक्षुरूत विश्वतोन्मुखो<br>(ઋગ્વેદ, ૧૦:૮૧:૩)<br>ઈશ્વરની દૃષ્ટિ સર્વ દિશાઓમાં છે, તેનું રુખ બધી દિશાઓ તરફ છે. | • **વ-લિલ્લાહિલ્ મશ્‍રિકુ વલ્ મગ્‍રિબ, ફ-અઈનમા તુવલ્લૂ ફ-સમ્મ વજ્‍હુલ્લાહ, ઈન્નલ્લાહ વાસિઉન્ અલીમ.** (કુર્આન, ૨:૧૧૫)<br>પૂર્વ અને પશ્ચિમ સર્વ અલ્લાહના જ છે, જે તરફ તમે મુખ કરશો, તમે અલ્લાહ સંમુખ હશો. નિઃશંક અલ્લાહ સર્વવ્યાપી અને સર્વજ્ઞ છે. |
| • वेद वातस्य वर्त्तनिमुरोर्ऋष्वस्य बृहतः। वेक्ष ये अध्यासते ॥ (ઋગ્વેદ, ૧:૨૫:૯)<br>તેને ચોતરફ ફેલાયેલ હવાના ચાલવાના માર્ગોની ખબર છે અને તે તમામ વસ્તુઓને પણ તે જાણે છે, જે હવાના પ્રવાહ ઉપર આધારિત છે. | • **વ-હુવલ્લઝી અર્સલર્-રિયાહ બુશ્‍રમ્ બઈન યદઈ રહ્‍મતિહ.** (કુર્આન, ૨૫:૪૮)<br>અને તે જ છે, જે હવાઓને પોતાની કૃપાના આગળ-આગળ શુભસંદેશ બનાવીને મોકલે છે. |
| • यो विश्वामि वि पश्यति भवना संच पश्चति।<br>(ઋગ્વેદ, ૧૦:૧૮૭:૪)<br>તે ઈશ્વર આ સૃષ્ટિને સંપૂર્ણપણે જાણે છે. | • **વલ્લાહુ યઅ્‍લમુ મા-ફીસ્સમાવાતિ વ-મા ફીલ્-અર્દ, વલ્લાહુ બિકુલ્લિ શઈ-ઈન્ અલીમ.** (કુર્આન, ૪૬:૧૬)<br>અલ્લાહ આકાશો અને ધરતીની બધી જ વસ્તુઓને જાણે છે અને અલ્લાહને દરેક વસ્તુનું જ્ઞાન છે. |
| • यस्तिष्ठति वरति यश्च वञ्चति यो निलायं चरति यः प्रतंक्म। व्दौ संनिष यन्मन्त्रयेते राजातद् वेद वरूणस्तृतीयः (અથર્વવેદ, ૪:૧૬:૨)<br>જે ઊભો છે, જે ચાલે છે, જે છળકપટ કરે છે, જે છુપાવે છે, જે બીજાને તકલીફ આપે છે. જ્યારે પણ બે માણસો ગુપ્ત વાતો કરે છે, ત્રીજો ઈશ્વર આ બધાને જાણે છે. | • **વહુવલ્લાહુ ફીસ્સમાવાતિ વ-ફિલ્ અર્દ, યઅ્‍લમુ સિર્રકુમ્ વ-જહ્‍રકુમ્ વ-યઅ્‍લમુ મા-તક્સિબૂન.** (કુર્આન, ૬:૩)<br>તે જ એક અલ્લાહ આકાશોમાં પણ છે અને ધરતીમાં પણ. તમારી જાહેર અને છૂપી બધી જ સ્થિતિને જાણે છે, અને જે બૂરાઈ કે ભલાઈ તમે કમાવો છો તેનાથી સારી રીતે વાકેફ છે. |
| • वेद नाव समुद्रियः (અથર્વવેદ, ૧:૨૫:૭)<br>તે સમુદ્રના વહાણોને જાણે છે. | • **અલમ્ તર અન્નલ્-ફુલ્ક તજ્‍રી ફીલ્ બહ્‍રિ બિનિઅ્‍મતિલ્લાહ.** (કુર્આન, ૩૧:૩૧)<br>શું તમે જોતા નથી કે નૌકા સમુદ્રમાં અલ્લાહની કૃપાથી ચાલે છે ? |

# સૃષ્ટિનું નિર્માણ

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
| --- | --- |
| • जनं मनुजातं (ઋગ્વેદ, ૧:૪૫:૧)<br>સૌ મનુના સંતાનો છે. | • **યા-અય્યુહન્નાસુ ઈન્ના ખલક્નાકુમ્-મિન્ ઝકરિંવ્-વ-ઉન્સા.** (કુર્આન, ૪૯:૧૩)<br>લોકો ! અમે તમને એક પુરુષ અને એક સ્ત્રીથી પેદા કર્યા. |
| • प्रजा पतिर्जनयति प्रजा इमाः (અથર્વવેદ, ૭:૧૯:૧)<br>ઈશ્વર આ સૌ સૃષ્ટિઓનું સર્જન કરે છે. | • **વ-ખલક કુલ્લ શઈન્.** (કુર્આન, ૨૫:૨)<br>જેણે દરેક વસ્તુનું સર્જન કર્યું. |
| • सविता यन्त्रैः पृथिवीमरम्णा दस्कम्भने सविता द्यामदृहत्। (ઋગ્વેદ, ૧:૧૪૪:૧)<br>ઈશ્વરે પોતાના યંત્રોથી પૃથ્વીનું નિયંત્રણ કર્યું અને આકાશને કોઈ આધાર વગર ટકાવ્યું. | • **ખલક-સ્સમાવાતિ બિગઈરિ અમદિન્ તરવ્નહા વ-અલ્કા ફીલ્-અર્દિ રવાસિય અન્ તમીદ બિકુમ્.** (કુર્આન, ૩૧:૧૦)<br>તેણે (અલ્લાહે) આકાશોનું સર્જન કર્યું કોઈપણ સ્તંભો વિના જે તમને દેખાય. તેણે ધરતીમાં પર્વતો નાખી દીધા જેથી તે તમને લઈને ગબડી ન પડે. |
| • व्दिता विव्रे सनजा सनीडे अयास्यः स्तवमानेभिरकैः। भगो न मेने परमे व्योमन्नधारयद रोदसी सुदंसाः।। (ઋગ્વેદ, ૧:૧૬૨:૭)<br>ઋષિઓ દ્વારા ઈશ્વરે પરસ્પર જોડાયેલ પ્રાચીન આકાશ અને ધરતીને અલગ-અલગ કર્યા. પછી ઉત્તમ કર્મોવાળાએ સૂર્ય સમાન તે બંનેને સ્થિર કર્યા. | • **અવલમ્ યરલ્લઝીન કફરૂ અન્નસ્સમાવાતિ વલ્-અર્દ કાનતા રત્કન્ ફફતક્નાહુમ. વ-જઅલ્ના મિનલ્ મા-ઈ કુલ્લ શઈન્ હય્યિ.** (કુર્આન, ૨૧:૩૦)<br>શું તે લોકોએ જેમણે (પયગંબરની વાત માનવાનો) ઈન્કાર કર્યો છે, વિચારતા નથી કે આ બધા આકાશો અને ધરતી એકબીજાથી જોડાયેલા હતા, પછી અમે તેમને અલગ કર્યા, અને પાણી વડે દરેક સજીવ વસ્તુનું સર્જન કર્યું? |
| • ब्रह्मा भूमिर्विहिता ब्रह्म द्यौरूत्तरा हिता। ब्रह्मे दमृर्ध्व तिर्यक् चान्तरिक्ष व्यचो हितम।। (ઋગ્વેદ, ૧૦:૨:૨૫)<br>બ્રહ્મ દ્વારા જ આ પૃથ્વીનું સર્જન કરવામાં આવ્યું અને બ્રહ્મ દ્વારા જ લોક (આકાશ)ને ઊંચે ઉઠાવ્યું અને બ્રહ્મએ જ ઉપર ચોતરફ અંતરિક્ષની રચના કરી છે. | • **વ-લઈન્ સઅલ્તહુમ્-મન્ ખલક-સ્સમાવાતિ વલ્-અર્દ વ સખ્ખરશ્-શમ્સ વલ્-કમર લ-યકૂલુન્નલ્લાહ, ફ-અન્ના યુઅ્ફકૂન.** (કુર્આન, ૨૯:૬૧)<br>જો તમે તેમને પૂછો કે આકાશો અને ધરતીનું સર્જન કોણે કર્યું અને સૂર્ય અને ચંદ્રને કોણે |

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| | આધીન કરી રાખ્યા છે, તો જરૂર કહેશે કે, અલ્લાહે. પછી તેઓ ક્યાંથી ધોકો ખાઈ રહ્યા છે? |
| • अहोरात्राणि विदधद् विश्वस्य मिषतो वशी। (ઋગ્વેદ, ૧૦:૧૯૦:૨) સમસ્ત સૃષ્ટિ પર સામર્થ્ય ધરાવનાર સ્વામીએ રાત્રિ અને દિવસના અંતરને સ્થાપિત કર્યું. | • **અલમ્તર અન્નલ્લાહ યુઅ્લિજુલ્-લઇલ ફીન્-નહારિ વ યુઅ્લિજુન્-નહાર ફીલ્-લઇલિ વ સખ્ખરશ્-શમ્સ વલ્ કમર. કુલ્લુંય્-યજ્રી ઇલા અજલિમ્-મુસમ્મા. વ-અન્નલ્લાહ બિમા તઅ્મલૂન ખબીર.** (કુર્આન, ૩૧:૨૯) શું તમે જોતા નથી કે અલ્લાહ રાત્રિને દિવસમાં પરોવીને લઈ આવે છે અને દિવસને રાત્રિમાં ? તેણે સૂર્ય અને ચંદ્રને આધીન કરી રાખ્યા છે. પ્રત્યેક એક નિશ્ચિત સમય સુધી ચાલી જઈ રહ્યો છે, અને (શું તમે જાણતા નથી કે) જે કંઈ પણ તમે કરો છો, અલ્લાહ તે સૌની ખબર રાખે છે ? |

# માનવજાતિને ઈશ્વરનો આદેશ

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| ● ऋतस्य पथा नमसा विवासेत (ઋગ્વેદ, ૧૦:૩૧:૨) મનુષ્યોએ નમ્રતાપૂર્વક સન્માર્ગ પર ચાલવું જોઈએ. | ● **ઈન્નલ્લાહ લા યુહિબ્બુ મન્ કાન મુખ્તાલન્ ફખૂરા.** (કુર્આન, ૪:૩૬) વિશ્વાસ રાખો, અલ્લાહ કોઈ એવી વ્યક્તિને પસંદ કરતો નથી, જે અહંકારમાં ડૂબેલો અને મોટાઈનું ઘમંડ કરતો હોય. |
| ● सुगा ऋतस्य पन्थाः (ઋગ્વેદ, ૮:૩૧:૧૩) સન્માર્ગ સરળ છે. | ● **મા-અન્ઝલ્ના અલઈકલ્-કુર્આન લિ-તશ્કા.** (કુર્આન, ૨૦:૨) અમે આ કુર્આન તમારા પર એટલા માટે નથી ઉતાર્યું કે તમે મુશ્કેલીમાં મૂકાઈ જાઓ. |
| ● दृष्ट्वा रूपे व्याक रोत्सत्या नृते प्रजापतिः। अश्रद्धा मनृतो अद धाच्छ्द्धॉं सत्ये प्रतापतिः॥ (યજુર્વેદ, ૧૯:૭૭) ઈશ્વરે સત્ય અને અસત્યના રૂપને પોતાની જ્ઞાન-દૃષ્ટિથી જુદો કરી દીધો અને પછી આદેશ આપ્યો કે સન્માર્ગને માનો અને અસત્યને ત્યજી દો. | ● **લા ઈક્રાહ ફીદ્-દીન. કદ્ તબય્યનર્-રુશ્દુ મિનલ્-ગય્ય. ફમંય્-યક્ફુર્ બિત્-તાગૂતિ વ યુઅ્મિમ્ બિલ્લાહિ ફકદિસ્ તમ્સકા બિલ્-ઉર્વતીલ્ વુસ્કા. લન્-ફિસામ લહા. વ-લ્લાહુ સમીઉન્ અલીમ.** (કુર્આન, ૨:૨૫૬) ધર્મના મામલામાં કોઈ બળજબરી નથી. સાચી વાત ખોટા વિચારોથી જુદી પડીને સ્પષ્ટ થઈ ગઈ છે. તો હવે જો કોઈ સીમોલ્લંઘન કરનારને ઠુકરાવી દે અને અલ્લાહ પર ઈમાન લઈ આવે, તેણે એવો મજબૂત સહારો પકડી લીધો જે ક્યારેય તૂટવાનો નથી. અલ્લાહ બધું જ સાંભળનાર અને જાણનાર છે. |
| ● नू नव्यसे नीवयसे सूक्ताय साधया पथः। प्रत्नवद रोचया रूचः॥ (ઋગ્વેદ, ૯:૯:૮) તું દિન-પ્રતિદિન નવા અને નવીનતમ સુભાષિત માટે રસ્તો બનાવ અને એ રસ્તાને એવો પ્રકાશિત કર, જેવો અગાઉ ઋષિઓ બનાવતા આવ્યા છે. | ● **વલ્ તકુમ્-મિન્કુમ્ ઉમ્મતુંય્-યદઊન ઈલલ્ ખઈરિ વ-યઅ્મુરૂન બિલ્-મઅ્રૂફિ વ યન્હવ્ન અનિલ્ મુન્કર. વ-ઊલાઈક હુમુલ્ મુફ્લિહૂન.** (કુર્આન, ૩:૧૦૪) તમારામાંથી કેટલાક લોકો તો એવા અવશ્ય રહેવા જોઈએ, જે નેકી તરફ બોલાવે, ભલાઈની આજ્ઞા આપે અને બૂરાઈઓથી રોકતા રહે. જે લોકો આ કામ કરશે તેઓ જ સફળતા પામશે. |

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
| --- | --- |

- न ऋते श्रान्तस्य सख्याय देवाः

(યજુર્વેદ, ૪:૩૩:૧૧)

પરિશ્રમ વિના દેવતાઓની મિત્રતા પ્રાપ્ત થઈ શકતી નથી.

- **અમ્ હસિબ્તુમ્ અન્ તદ્ખુલૂલ્-જન્નત વ-લમ્મા યઅ્લમિલ્લાહુલ્-લ્લઝીન જાહદૂ મિન્કુમ્ વ-યઅ્લમસ્સાબિરીન.**

(કુર્આન, ૩:૧૪૨)

શું તમે એમ સમજી લીધું છે કે આમ જ જન્નતમાં જતા રહેશો, જો કે અલ્લાહે હજુ એ તો જોયું જ નથી કે તમારામાં કોણ એવા છે, જેઓ તેના માર્ગમાં પ્રાણ ન્યોછાવર કરનારા અને ધૈર્ય દાખવનારા છે.

# સામાજિક નિયમો

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|

- मा भ्रातरं व्दिक्षन्मा स्वसारमृत स्वसा।
  सम्यग्चः सव्रता भूत्वा वाचं वदत भद्रया।।
  (અથર્વવેદ, ૩૦:૩)
  ભાઇ, ભાઈથી અને બહેન, બહેનથી દ્વેષ ન કરે. તેમના વચ્ચેની વાતચીત સુમેળભર્યા વિચારો અને દૃષ્ટિકોણ સાથે રચનાત્મક હોવી જોઈએ.

- **યા ઐય્યુહલ્લઝીન આમનૂ લા યસ્ખર્ કવ્મુમ્-મિન્ કવ્મિન્ અસા અંય્યકૂનૂ ખઇરમ્-મિન્હુમ્ વ-લા નિસાઉમ્-મિન્-નિસાઇન્ અસા અંય્યકુન્ન ખઇરમ્-મિન્હુન્ન. વ-લા તલ્મિઝૂ અન્ફુસકુમ્ વ-લા તનાબઝૂ બિલ્-અલ્કાબ. બિઅ્સ ઈસ્મુલ્ ફુસુક બઅ્દલ્ ઈમાન. વ-મંલ્લમ્ યતુબ્ ફ-ઊલાઇક હુમુઝ્-ઝાલિમૂન.**
  (કુર્આન, ૪૯:૧૧)
  હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! ન પુરુષો બીજા પુરુષોની હાંસી ઉડાવે, બની કે તેઓ તેમના કરતાં સારા હોય અને ન સ્ત્રીઓ બીજી સ્ત્રીઓની હાંસી ઉડાવે, બની શકે કે તેણીઓ તેમના કરતાં સારી હોય અને પરસ્પર એકબીજા પર વ્યંગ ન કરો અને એકબીજાને ખરાબ ઉપનામોથી ન બોલાવો. ઈમાન લાવ્યા પછી દુરાચારમાં નામ પેદા કરવું ઘણી ખરાબ વાત છે. જે લોકો આ વર્તનથી અટકે નહીં તેઓ અત્યાચારી છે.

---

- अन्वार भेथामनुसरं भथामेतं लोकंश्रद्धानाः सचन्ते।
  (અથર્વવેદ, ૧૨૨:૩)
  શ્રદ્ધાળુઓ હંમેશા પરલોકને ધ્યાનમાં રાખીને સાથે મળીને અવિરત ઉમદા (સારા) કાર્યો કરતા રહે.

- **અરઝીતુમ્ બિલ્-હયાતિદ્-દુનિયા મિનલ્-આખિરા. ફ-મા મતાઉલ્-હયાતિદ્-દુનિયા ફીલ્-આખિરતિ ઇલ્લા કલીલ.**
  (કુર્આન, ૯:૩૮)
  શું તમે આખિરત (પરલોક)ની તુલનામાં દુનિયા (આલોક)ના જીવન પર રાજી થઈ ગયા ? (જો આવું છે તો તમે જાણી લો કે) દુનિયાની સુખ-સામગ્રી આખિરતમાં બહુ થોડી નીવડશે.

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • सहृदय सांमनस्यनविव्देषं कृणोमि वः। अन्यो अन्यमभि हर्यत वत्सं जातमिवाध्न्या।। (અથર્વવેદ, ૩:૩૦:૧) હું તમારા માટે હાર્દિક એકતા, સુમુળભર્યા વિચારો, સહિષ્ણુતા અને દ્વેષરહિત ભાવનાનો આદેશ આપું છું. પરસ્પર પ્રેમ રાખો, જેવી રીતે ગાય પોતાના વાછરડાને પ્રેમ કરે છે. | • **વ-લા તસ્તવીલ્-હસનતુ વ-લસ્સય્યિઅહ. ઈદ્ફઅ્ બિલ્લતી હિય અહ્સનુ ફઈઝલ્લઝી બઈનક વ-બઈનહૂ અદાવતુન્ કઅન્નહૂ વલિય્યુન્ હમીમ.** (કુર્આન, ૪૧:૩૪) સદાચાર અને દુરાચાર સમાન નથી. તમે દુરાચારની ખરાબીને સારામાં સારા સદાચારથી દૂર કરો. પછી તમે જોશો કે તે વ્યક્તિ, જેના અને તમારા વચ્ચે વેર પડ્યું હતું, જાણે કોઈ ઘનિષ્ટ મિત્ર બની ગયો છે. |
| • ज्यायस्वन्तश्चित्तिनो मा वि यौष्ट संराधयन्तः सधुराश्चरन्तः। अन्यौ अन्यस्मै वल्गु वदन्त एत सघ्रीचीनान् वः संमनस्कृणोमि।। (અથર્વવેદ, ૩:૩૦:૧) તમે વડીલોનો આદર કરનારા બનો, ઉત્તમ મનવાળાં, મિત્રતાપૂર્વક એક જૂથ બનીને, વિભાજીત ન થઈ જાઓ. પરસ્પર સુંદર વચનો કહેતાં આવો. હું તમારામાં સમજણ અને બુદ્ધિ તથા વિચારોમાં ઐક્યતા પેદા કરીશ. | • **વ બિલ્-વાલિદઈનિ ઈહ્સાનંવ્-વઝિલ્-કુર્બા વલ્ યતામા વલ્ મસાકીનિ વ કૂલૂ લિન્નાસિ હુસ્ના.** (કુર્આન, ૨:૮૩) અને માતા-પિતા સાથે, સગાઓ સાથે, અનાથો અને ગરીબો સાથે સદવર્તન કરો, અને લોકોથી ભલી વાત કહો. |
| • समानं मन्त्रमभि मन्त्रेये वः(અથર્વવેદ, ૧૦:૧૯૧:૩) હું તમને સમાન મંત્રથી આમંત્રિત કરું છું. | • **શરઅ લકુમ્-મિનદ્-દીનિ મા વસ્સા બિહી નૂહંવ્-વ-લ્લઝી અવ્હઈના ઈલઈક વ-મા વસ્સયના બિહી ઈબ્રાહીમ વ મૂસા વ ઈસા. અન્ અકીમુદ્-દીન વ-લા તતફર્રકૂ ફીહિ.** (કુર્આન, ૪૨:૧૩) તેણે તમારા માટે તે જ પદ્ધતિ નિર્ધારિત કરી છે, જેની તાકીદ તેણે નૂહને કરી હતી, અને જેને (હે મુહમ્મદ !) હવે તમારી તરફ વહી (પ્રકાશના) દ્વારા મોકલી છે અને જેનો આદેશ અમે ઈબ્રાહીમ અને મૂસા અને ઈસાને આપી ચૂક્યા છીએ, એ તાકીદ સાથે કે સ્થાપિત કરો આ દીન (ધર્મ)ને અને એકબીજાથી વિભાજીત ન થઈ જાઓ. |

# નારી માટે ઈશ્વરના આદેશો

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
| --- | --- |
| • अनुब्रत पितुः पुत्रो माता भवतु संमनाः।<br>(અથર્વવેદ, ૩:૩૦:૨)<br>પુત્ર પિતાનો અનુગામી હોવો જોઈએ અને માતાનો આજ્ઞાંકિત. | • **વકઝા રબ્બુક તઅ્બુદૂ ઈલ્લા ઈય્યાહુ વબિલ્ વાલિદઈનિ ઇહ્સાના. ઈમ્મા યબ્લુગન્ન ઈન્દકલ્-કિબર અહદુહુમા અવ્કિલાહુમા ફ-લા તકુલ્લહુમા ઉફિંફવ્-વલા તન્હર્ હુમા વ-કુલ્-લહુમા કવ્લન્ કરીમા.**<br>(કુર્આન, ૧૭:૨૩)<br>તારા રબે ફેંસલો કરી દીધો છે કે તમે કોઈની બંદગી ન કરો, પરંતુ કેવળ તેની, અને માતા-પિતાના સાથે સદ્વર્તન કરો. જો તેમનામાંથી કોઈ એક અથવા બંને તમારા સામે વૃદ્ધત્વને પહોંચી જાય તો તેમને ઊંહકારો પણ ન કહો અને ન તેમને ધુત્કારો, બલ્કે તેમનાથી આદરપૂર્વક વાત કરો. |
| • जाया पत्ये मधुतीं वाचं वदतु शन्तिवाम्।<br>(અથર્વવેદ, ૩:૩૦:૨)<br>પત્ની તેના પતિ સાથે મીઠી મધુર વાણીમાં વાત કરે. | • **વ મિન્ આયાતિહી અન્ ખલક લકુમ્-મિન્ અન્ફુસિકુમ્ અઝ્વાજંલ્ લિતસ્કુનૂ ઈલઈહા વ-જઅલ બઈનકુમ્-મવદ્દતંવ્-વ રહમહ.**<br>(કુર્આન, ૩૦:૨૧)<br>તેની નિશાનીઓમાંથી એ છે કે તમારી જ સહજાતિમાંથી તમારા માટે જોડાઓ બનાવ્યા (Mates), જેથી તમે તેમના પાસે શાંતિ પ્રાપ્ત કરો, અને તેણે તમારા વચ્ચે (દિલમાં) પ્રેમ અને દયા પેદા કરી દીધા. |
| • अधः पश्यस्व मोपरि सन्तरां पादकौ हर।<br>मा ते कशप्लकौ दृशन स्त्री हि ब्रह्मा बभूविथ॥<br>(ઋગ્વેદ, ૮:૩૩:૧૯)<br>જ્યારે સ્ત્રી જ પુરુષ બની ગઈ હોય, અર્થાત્ પુરુષની જેમ ઘરથી બહાર નીકળે, તો નીચે જો, ઉપર નહીં. બંને પગ સાથે-સાથે રાખીને ચાલ કે જેથી તારાં નીચેના અંગો દૃષ્ટિગોચર ન થાય. | • **વ-કુલ્ લિલ્-મુઅ્મિનાતિ યગ્ઝુઝ્ન મિન્ અબ્સારિહિન્ન વ-યહ્ફઝ્ન ફુરૂજહુન્ન વ-લા યુબ્દીન ઝીનતહુન્ન ઈલ્લા મા ઝહર મિન્હા વ-લ્ યદ્ રિબ્ન બિખુમુરિહિન્ન અલા જુયૂબિહિન્ન.** (કુર્આન, ૨૪:૩૧)<br>ઈમાનવાળી સ્ત્રીઓને કહી દો કે પોતાની નજરો બચાવીને રાખે અને પોતાની ગુહ્યેન્દ્રિયોની રક્ષા કરે, અને પોતાના |

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|

શણગાર ન દેખાડે, સિવાય તેના જે આપોઆપ પ્રગટ થઈ જાય, અને પોતાની છાતીઓ પર પોતાની ઓઢણીઓના પાલવ નાખેલા રાખે.

- उदीर्ष्व नार्यैभि जीवलोक गतासुमेतमुप शेष एहि। हस्त ग्राभस्य दिधिषोस्तवेदं पत्युर्जनित्वमभि सं बभूय।।

(અથર્વવેદ, ૧૮:૩:૨)

હે વિધવા ! પોતાના મૃત માણસ પર આધારિત બનીને ન રહે. જીવંત સમાજ તરફ જા. સંભવતઃ તું તારા નવા પતિના બાળકોને સહાયરૂપ બની શકીશ.

- **વલ્લઝીન યુતવફ્ફવ્ન મિન્કુમ્ વ-યઝરૂન અઝ્વાજંય્-યતરબ્બસ્ન બિ-અન્ફુસિહિન્ન અર્બઅત અશ્હુરિંવ્-વ-અશ્રા. ફ-ઈઝા બલગ્ન અજલહુન્ન ફ-લા જુનાહ અલઈકુમ્ - ફીમા ફઅલ્ન ફી અન્ફુસિહિન્ન બિલ્ મઅ્રૂફ.** (કુર્આન, ૨:૨૩૫)

તમારામાંથી જે લોકો મૃત્યુ પામે અને તેમના પાછળ વિધવાઓ છોડી જાય તો તે વિધવાઓ પોતાને ચાર મહિના અને દસ દિવસ રોકી રાખે. પછી જ્યારે તેમની ઇદ્દત (નિર્ધારીત મુદ્દત) પૂરી કરી લે, તો તેમને અધિકાર છે કે સામાન્ય નિયમાનુસાર તેઓ પોતાના માટે જે ઇચ્છે તે કરે, તમારા પર તેની કોઈ જવાબદારી નથી.

# અંતિમ ઈશદૂત વિશે શ્લોકો અને આયતો

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • वेदाहमेतं पुरूष महान्तमादित्यवर्ण तमसः परस्तात्। (યજુર્વેદ, ૩૧:૧૮)<br>અહમદ વેદ (દિવ્ય ગ્રંથનો વિદ્વાન) છે, સૂર્યની જેમ દીપ્તિમાન, અંધકાર (ધાર્મિક અજ્ઞાનતા)ને પરાજીત કરનાર. | • **મુબશ્શિરમ્ બિરસૂલિય્-યઅ્તી મિમ્ બઅ્દિસ્મુહૂ અહ્મદ.** (કુર્આન, ૬૧:૬)<br>એક ઈશદૂતની શુભસૂચના આપું છું, જે મારા પછી આવશે, જેનું નામ અહમદ હશે.<br><br>• **યા ઐય્યુહન્નબીય્યુ ઈન્ના અર્સલ્નાક શાહિદંવ્ વ-મુબશ્શિરંવ્-વ નઝીરા. વ દાઈયન્ ઈલલ્લાહિ બિઈઝનિહી વ સિરાજંવ્-વ મુનીરા.** (કુર્આન, ૩૩:૪૫-૪૬)<br>હે પયગંબર ! અમે તમને સાક્ષી અને (સ્વર્ગની) શુભસૂચના આપનાર અને (નર્કની સજા માટે) સચેત કરનાર બનાવીને મોકલ્યા છે, અને અલ્લાહની આજ્ઞાથી તેના તરફ આમંત્રણ આપનાર અને પ્રકાશિત દીપ બનાવીને મોકલ્યા છે.<br><br>• **વ-યુખ્રિજુહુમ્-મિનઝ્-ઝુલુમાતિ ઈલન્નૂરિ બિઈઝ્નિહ.** (કુર્આન, ૫:૧૬)<br>અને તે (ઈશદૂત હઝરત મુહમ્મદ સલ્લ.) અલ્લાહની આજ્ઞાથી તેમને અંધકારમાંથી કાઢીને પ્રકાશમાં લઈ આવે છે. |
| • इदं जरा उप श्रुत नराशंस स्तविष्यते। (અથર્વવેદ, ૨૦:૧૨૭:૧)<br>નરાશંસની લોકો દ્વારા પ્રશંસા કરવામાં આવશે. | • **વ-રફઅ્ન લ-ક ઝિક્રક.** (કુર્આન, ૯૪:૪)<br>અને તમારા માટે તમારી ચર્ચાની ખ્યાતિ ઉચ્ચ કરી દીધી. |

# પવિત્ર કલ્કિ અવતાર કોણ છે ?

## કલ્કિ અવતાર ખરેખર કોણ છે ?

- પવિત્ર પુરાણ અનુસાર કુલ ૨૪ અવતાર છે. તેમાંથી ગૌતમ બુદ્ધ ૨૩ મા અવતાર છે. ભાગવત પુરાણ અનુસાર ૨૪ મા અવતારનું નામ 'કલ્કિ' હશે.
- ગૌતમ બુદ્ધે પોતાના શિષ્ય 'નંદા'થી કહ્યું, ''હે નંદા ! ન હું પ્રથમ બુદ્ધ છું અને ન અંતિમ. મારા પછી એક વધુ બુદ્ધ આવશે. તેનું નામ 'મૈત્રેય' હશે.''

  (Gospel of Buddha by Carus, p. 217)
- સ્વામી વિવેકાનંદ, ગુરુ નાનકજી તથા હિંદુ ધર્મના અનેક મહાન વિદ્વાનો, જેમ કે પંડિત સુંદરલાલ, શ્રી બલરામ સિંઘ પરિહાર, ડૉ. વેદપ્રકાશ ઉપાધ્યાય, ડૉ. રમેશપ્રસાદ ગર્ગ, પંડિત દુર્ગાશંકર સત્યાર્થી, શ્રી કિશોરીલાલ ભગત વગેરે એવું માને છે કે અવતારનો અર્થ એ નથી કે ઈશ્વર સ્વયં પૃથ્વી પર જન્મ લેશે. અવતારનો અર્થ છે, ઈશ્વરનો પ્રતિનિધિ (Representative), ઈશ્વરનો સંદેશવાહક અથવા પયગંબર (Hazrat Muhammad Aur Bhartiya Dharma Granth, By Dr. M. A. Shrivastava)

## અવતાર શા માટે આવે છે ?

- यदा यदा ही धर्मस्य ग्लानिर्भवति भारत ।
  अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृज्याम्यहम् ॥ (गीता)

  ગીતા અનુસાર જ્યારે પાપી લોકોનું સમાજ પર પ્રભુત્વ થઈ જાય છે અને દુનિયામાં અરાજકતા ફેલાઈ જાય છે, ત્યારે અવતાર આવીને પાપી શક્તિઓનો નાશ કરે છે, અને દુનિયામાં પુનઃ શાંતિ અને ભાઈચારો સ્થાપિત કરે છે, ભક્તોની પ્રતિષ્ઠાને બહાલ કરે છે.

## અંતિમ અવતાર કયા યુગમાં આવશે ?

- Usborne દ્વારા રચિત 'Encyclopeadia of World History' અનુસાર પૃથ્વીનું આયુષ્ય ૪૫૫ કરોડ વર્ષ છે.
- હિંદુ ધર્મ અનુસાર કાળને ચાર યુગોમાં વહેંચવામાં આવેલ છે.
- પ્રથમ યુગ સતયુગ છે, તેને કૃતયુગ પણ કહે છે. આ ૧૭ લાખ ૨૮ હજાર વર્ષ લાંબો છે.
- બીજો યુગ ત્રેતાયુગ છે. આ ૧૨ લાખ ૯૬ હજાર વર્ષ લાંબો છે.
- ત્રીજો યુગ દ્વાપરયુગ છે. આ ૮ લાખ ૬૪ હજાર વર્ષ લાંબો છે.
- અંતિમ યુગ કળિયુગ છે. આ ૪ લાખ ૩૬ હજાર વર્ષ લાંબો છે.
- વર્તમાન યુગ કળિયુગ છે, જેના ૫૧૦૦ વર્ષ વિતી ચૂક્યા છે.
- इत्थ कलौ गतप्राये जनेषु खर धर्मणि - १
  धर्म त्राणाय सत्वेन भगवानवतरिष्यति - २

  અંતિમ અવતાર, જેમનું નામ 'કલ્કિ અવતાર' છે, તે 'કળિયુગ'માં જન્મ લેશે.

  (ભાગવત્ પુરાણ, ૧૨:૨:૨૭)

## 'કલ્કિ અવતાર' કયા વર્ષે જન્મ લેશે ?

- पणछस्सयं वस्संपण मासजंद गमिय वीर णिवुङ्दो
  सगराजो सो कल्कि चतुणवतिय महिप सगमासं

  (ત્રિલોકસાગર,પૃ.૩૨)

  જૈન ધર્મના 'ત્રિલોક સાગર ગ્રંથ' (લેખક શ્રી નેમીચંદ્ર) અનુસાર મહાવીર સ્વામીના

મૃત્યુના ૬૦૫ વર્ષ અને ૫ મહિના પછી પછી 'કલ્કિ અવતાર'નો જન્મ થયો.

- ઉત્તર પુરાણ અનુસાર મહાવીર સ્વામીના મૃત્યુના ૧૦૦૦ વર્ષ પછી કલ્કિ અવતારે જન્મ લીધો. (Ganbhadra Antiquary, Vol. x UP, 143)
- મહાવીર સ્વામીનું મૃત્યુ આશરે ૫૦૦ ઈ. સ. પૂર્વે થયું હતું. તે જોતાં કલ્કિ અવતારની જન્મતિથિ આશરે ઈ.સ. ૫૦૦ છે.

## કલ્કિ અવતાર કયા દિવસે જન્મશે ?

- द्वादश्यां शुक्ल पक्षरस्य माधवे माधवमः-१
  जातो दद्दशुतुः पुत्रं पित्रौहृष्टमानसौ-२
  (કલ્કિ પુરાણ, ૨:૧૫)

  કલ્કિ અવતારનો જન્મ મધુ મહિનાની ૧૨ તારીખે અર્થાત્ ૧૪મીની રાત્રિથી બે દિવસ પહેલા થશે.

## કલ્કિ અવતાર ક્યાં જન્મશે ?

- शम्भले विष्णुयशसो गृहे प्रादुर्भविष्याम्यहम् ।
  (કલ્કિ પુરાણ, ૨:૪)

  કલ્કિ અવતારનો જન્મ 'સંભલ ગ્રામ'માં થશે.

## કલ્કિ અવતારનો સંબંધ કયા પરિવારથી હશે ?

- शम्भल ग्राम मुख्यस्य ब्राह्मणस्य महात्मनः-१
  भवने विष्णुयशसः कल्कि प्रादुर्भाविष्यति-२
  (કલ્કિ પુરાણ, ૧૨:૧૮૨)

  કલ્કિ અવતારનો જન્મ મુખ્ય પુરોહિતના ઘરમાં થશે. તેના પિતાનું નામ 'વિષ્ણુયશ' હશે.
- सुमत्या विष्णुयशसा गर्भधत्त वैष्णवम् ।
  (કલ્કિ પુરાણ, ૨:૪ અને ૨:૧૧)

  કલ્કિ અવતારની માતાનું નામ 'સુમતિ' હશે.

## કલ્કિ અવતારની વિશેષતાઓ શું હશે ?

- अश्वमाशुगमारूह्य देव दत्तं जगगत्पतिः - १
  असिनासाधु दमनमष्टैश्वर्य गुणान्वितः -२
  (ભાગવત્ પુરાણ, ૧૨, સ્કંધ ૨:૧૯)

  ભાગવત પુરાણ અનુસાર આઠ ગુણોથી સજાવીને દેવદૂતોએ (Angels) તેને એક તીવ્ર ઝડપવાળા અશ્વ અને એક તલવાર તેના હાથમાં આપી, જેથી તે દુનિયાની રક્ષા તમામ દુર્જનોથી કરી શકે.
- ભાગવત પુરાણ અનુસાર કલ્કિ અવતાર અંતિમ અવતાર હશે. (ભાગવત પુરાણ, ૧:૩:૨૪)
- કલ્કિ પુરાણ અનુસાર પરશુરામ એક પહાડ પર કલ્કિ અવતારને શિક્ષા આપશે.
- કલ્કિ પુરાણ અનુસાર કલ્કિ અવતાર ઉત્તર દિશા તરફ જશે અને પછી પરત આવશે.
- કલ્કિ પુરાણ (૨:૫) અનુસાર કલ્કિ અવતારના ચાર સાથીઓ હશે, જે શેતાનોને કાબૂમાં કરવામાં કલ્કિ અવતારની મદદ કરશે.
  चतुर्भिभ्रातृभिर्देव करिष्यामि कलिक्षयम् ।
  (કલ્કિ પુરાણ, ૨:૫)
- કલ્કિ પુરાણ (૨:૭) કહે છે કે કલ્કિ અવતારની દેવદૂતો દ્વારા સહાય કરવામાં આવશે.
- ભાગવત પુરાણનું કહેવું છે કે કલ્કિ અવતાર સૌથી સુંદર વ્યક્તિત્વનો સ્વામી હશે.
  विचरन्नाशुना क्षोण्यां हयेनाप्रतिमद्युतिः-१
  नृपालिंगप्तछदो दस्युन् कोटिशोनिहनिष्यातिः-२
  (ભાગવત્ પુરાણ ૧૨, સ્કંધ ૨, ૧:૨૦)

- अथतेषा भाविष्यन्ति मनांसि विशदानिवै ।
  वसुदेवांगरागति पुण्यगंधा निलस्पृशाम ।J
  (ભાગવત પુરાણ, ૧૨:૨:૨૧)
  ભાગવત પુરાણનું કહેવું છે કે કલ્કિ અવતારનું શરીર સુગંધિત હશે અને તેના આસપાસની હવા સુગંધિત થઈ જશે.
- अष्टा गुणाः पुरूषं दीप्यन्ति
  प्रज्ञा च कौल्यं च दमः श्रुत च
  पराक्रमश् चं बहुभाषिता च
  दानं यथा शक्ति बृतज्ञता च JJ
  (ભાગવત પુરાણ, ૧૨:૨)
  ભાગવત પુરાણમાં એવો ઉલ્લેખ છે કે કલ્કિ અવતારમાં નીચે મુજબની આઠ વિશેષ ખૂબીઓ હશે : જ્ઞાન (Knowledge), પ્રતિષ્ઠિત વંશ (Honoured Family), આત્મ-સંયમ (Self Control), દિવ્ય જ્ઞાન (Divine Knowledge), બહાદુરી (Braveness), સંયમી ભાષણ (Balanced Speech), ઉચ્ચ દાનશીલતા (Extreme Charity) અને પરોપકારની ભાવના (Great Obliged). કલ્કિ અવતાર વૈદિક ધર્મની સ્થાપના કરશે.

હવે જ્યારે કે આપણને કલ્કિ અવતાર વિશે ઘણી જાણકારી છે, તો આવો, આપણે એ જોઈએ કે તેમનું આગમન ક્યારે થશે કે પછી તેઓ આવીને ચાલ્યા ગયા.

## વિશ્લેષણ (Analysis) :

- જ્યારે અમેરિકાએ અફઘાનિસ્તાન ઉપર B-12 બોમ્બર વિમાનોથી આક્રમણ કર્યું હતું, તો તેઓ અફઘાનિસ્તાનની ધરતી ઉપર ઉતર્યા વિના પુનઃ અમેરિકા પરત ફરી ગયા હતા. અમેરિકાએ પાકિસ્તાનમાં ઘણી વખત સફળતાપૂર્વક તાલિબાનના છૂપા અડ્ડાઓ પર માનવ-રહિત સેટેલાઇટ મિઝાઇલ (Sattelite Guided Missiles) દ્વારા હુમલો કર્યો હતો.

આમ, હવે આપણે એ યુગમાં છીએ, જેમાં એક વ્યક્તિ ખૂબ ઓછા સમયમાં ધરતીના બીજા ભાગમાં આક્રમણ કરીને ક્યાંય રોકાયા વિના પાછો આવી શકે છે અને માનવ-રહિત સેટેલાઇટ ગાઈડેડ મિઝાઇલ ૩૦૦૦ કિ.મી. દૂરથી સટીક રીતે દુશ્મનના અડ્ડાઓ પર ઝીંકી શકાય છે.

સંશોધન અને પ્રગતિ એટલી ઝડપી છે કે થોડાંક સમય પછી લોકો આકાશમાં સેટેલાઇટ પર લાગેલ લેઝર ગનથી લડી શકશે. શું આપણે હજુ પણ એ આશા રાખીએ છીએ કે જગતના રક્ષક 'અંતિમ અવતાર' જન્મ લઈને ઘોડા અને તલવારથી દુશ્મનોનો સામનો કરશે ?

આવું થવા માટે, સૌપ્રથમ સમગ્ર માનવ-જાતિએ પોતાની તમામ વૈજ્ઞાનિક પ્રગતિ સાથે નષ્ટ થવું પડશે, પછી જે લોકો બચશે, તેમને પોતાનું જીવન પુનઃ શૂન્યથી ફરી શરૂ કરવું પડશે; અને પછી તે અમુક લોકોમાંથી જે લોકો બચી જાય, તેમના દરમ્યાન જો તે વખતે કોઈ દુષ્ટ માણસ બચ્યો હશે, તો તેને તલવારથી સમાપ્ત કરી શકાય છે.

પરંતુ જો આવું થઈ જાય છે, તો પછી દુનિયાના ઉદ્ધારકના આવવાથી શું લાભ ? તેથી આપણે જો આવું વિચારીએ છીએ, તો તે ખોટું છે.

- આરબો ઇ.સ. ૧૨૦૦ થી સોડા અને કોલસાના મિશ્રણથી દારૂગોળો બનાવતા

હતા અને તેનો ઉપયોગ કરતા હતા. દારૂગોળો બનાવવાનું શરૂ થતાં જ તલવારનું મહત્ત્વ ઓછું થઈ ગયું હતું. તેથી કલ્કિ અવતારનો જન્મ ઈ.સ. ૧૧૦૦ થી પહેલાં જ થયો હશે.

- ઉત્તર પુરાણ અને ત્રિલોક સાગર અનુસાર મહાવીર સ્વામીના મૃત્યુના ૧૦૦૦ વર્ષ પછી કલ્કિ અવતારનો જન્મ થવો જોઈએ, જે આશરે ઈ.સ. ૫૦૦ છે. હવે આપણે એ જોવાનું છે કે ઈ.સ. ૫૦૦માં કોઈ સંત કે પ્રસિદ્ધ ધાર્મિક હસ્તીએ ભારતમાં જન્મ લીધો છે કે નહીં?
- ૨૪ મો અવતાર કોઈ અજ્ઞાત વ્યક્તિ નથી હોઈ શકતો, તે તો ખૂબ ખ્યાતનામ હોવો જોઈએ; જેમ કે ગૌતમ બુદ્ધ, શ્રીરામ અને શ્રીકૃષ્ણ ખૂબ પ્રસિદ્ધ છે અને તેમને દરેક વ્યક્તિ જાણે છે. પરંતુ દુર્ભાગ્યે આપણે કોઈ એવા પ્રસિદ્ધ વ્યક્તિ કે અવતારને નથી જાણતા, જેમણે ઈ.સ. ૫૦૦ ના આસપાસ ભારતમાં જન્મ લીધો હોય.
- આ એક સંયોગ છે કે કલ્કિ અવતાર અને હઝરત મુહમ્મદ સલ્લ.ના જન્મનો સમય એક જ છે. ચાલો, પુષ્ટિ માટે, કલ્કિ અવતારને જાણવા અને હઝરત મુહમ્મદ સલ્લ.ની ઓળખ કલ્કિ અવતારના રૂપમાં કરવા માટે, આપણે નિમ્ન લિખિત માહિતી અને દિવ્ય પુરાણોમાં કરવામાં આવેલ ભવિષ્યવાણીઓને મેળવીએ.
  - જન્મ દિવસ,
  - જન્મ સ્થળ,
  - પારિવારિક પશ્ચાદભૂમિ,
  - પિતાનું નામ,
  - માતાનું નામ,
  - તેમના શિક્ષક અથવા જ્ઞાનનો સ્રોત,
  - તેમની જવાબદારીઓ,
  - તેમના સહયોગીઓ,
  - તેમનું મૂળ વ્યક્તિત્વ,
  - અંતિમ અવતાર હોવું, અને
  - અન્ય સંબંધિત ભવિષ્યવાણીઓ.

## જન્મ દિવસ :

કલ્કિ પુરાણ (૨:૨૫) અનુસાર કલ્કિ અવતાર મધુ મહિનાની ૧૨ તારીખ અર્થાત્ ચૌદમીના (પૂર્ણિમા) ચંદ્રમાથી બે દિવસ અગાઉ જન્મ લેશે. હઝરત મુહમ્મદ (સલ્લ.)નો જન્મનો દિવસ ૧૨ રબિઉલ અવ્વલ છે. આ દિવસ પણ ચૌદમીના ચંદ્રમાના બે દિવસ પહેલાંનો છે.

## જન્મનું સ્થળ :

ભારતમાં ‘સંભલ’ નામનું કોઈ સ્થળ નથી. બે સ્થળોના નામો આ નામથી મળતા આવે છે, અર્થાત્ સંભલપુર અને સંભાર તળાવ. પરંતુ ત્યાં કોઈ નથી જાણતું કે અવતાર કે પયગંબર જેવા કોઈ મહાન વ્યક્તિએ ત્યાં જન્મ લીધો છે. ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય (સંસ્કૃતના વિદ્વાન, પ્રયાગ યુનિવર્સિટી) કહે છે કે, ‘સંભલ’ એ સ્થળની વિશેષતા છે, સ્થળનું નામ નહીં. વૈદિક સંસ્કૃતમાં ‘સમ’નો અર્થ ‘શાંતિ’ થાય છે, અર્થાત્ સંભલ એ સ્થળ છે, જ્યાં દરેકને શાંતિ મળે. હઝરત મુહમ્મદ (સલ્લ.)નો જન્મ મક્કામાં થયો, જેને ‘બલદુલ અમીન’ કહે છે. (કુર્આન, ૯૫:૩) ‘બલદ’નો અર્થ છે શહેર અને ‘અમીન’ નો અર્થ છે ‘શાંતિ’. Encyclopaedia Britanica માં પણ

મક્કાને શાંતિનું શહેર કહેવામાં આવેલ છે.

## પારિવારિક પશ્ચાદભૂમિ :

ભાગવત પુરાણ અનુસાર કલ્કિ અવતારનો જન્મ પુરોહિતના ઘરમાં થશે. હઝરત અબ્દુલ મુત્તલિબ, જેઓ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના દાદા છે, તેઓ મક્કાના મુખ્ય ધર્મગુરુ અને કાબાના ટ્રસ્ટી પણ હતા.

## માતા-પિતાનું નામ :

- કલ્કિ અવતારના પિતાનું નામ 'વિષ્ણુયશ' હશે, જેનો અર્થ છે વિષ્ણુ કે ઈશ્વરનો ઉપાસક. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પિતાનું નામ 'અબ્દુલ્લાહ' છે, એનો પણ અર્થ છે ઈશ્વરનો ઉપાસક કે આજ્ઞાંકિત. કલ્કિ પુરાણ અનુસાર કલ્કિ અવતારની માતાનું નામ 'સુમતિ' હશે. 'સુમતિ' નો અર્થ છે શાંતિપૂર્ણ (Peaceful) અને મનનશીલ. હઝરત મુહમ્મદ (સલ્લ.)ની માતાનું નામ હતું 'આમિના', જેનો અર્થ પણ 'શાંતિપૂર્ણ' અને 'વિચારશીલ' છે.

## તેમના શિક્ષક કે જ્ઞાનનો સ્રોત અને તેમની જવાબદારીઓ :

- કલ્કિ પુરાણ અનુસાર, કલ્કિ અવતાર પોતાના શહેરથી ઉત્તર તરફ જશે અને પછી પરત આવશે. હઝરત મુહમ્મદ (સલ્લ.) પોતાના પૈતૃક શહેર 'મક્કા'થી ઉત્તર તરફ 'મદીના' ચાલ્યા ગયા હતા, અને આઠ વર્ષ પછી તેઓ 'મક્કા' ઉપર વિજય મેળવીને ફરી પાછા આવ્યા.

કલ્કિ પુરાણમાં કહેવામાં આવ્યું છે કે કલ્કિ અવતાર એક પર્વત ઉપર જશે, જ્યાં પરશુરામથી જ્ઞાન પ્રાપ્ત કરશે. આ એક ઐતિહાસિક હકીકત છે કે હઝરત મુહમ્મદ સલ્લ. 'ગારે હિરા' નામની ગુફામાં શાંતિ અને ચિંતન-મનન માટે જતા હતા. ૪૦ વર્ષની વયે તેમને દેવદૂત 'હઝરત જિબ્રઈલ' દ્વારા પહાડની ગુફામાં પહેલી વાર કુર્આનનું જ્ઞાન પ્રાપ્ત થયું.

ભાગવત પુરાણ (૧૨:૨:૯)માં કહેવામાં આવ્યું છે કે કલ્કિ અવતાર દુનિયાના રક્ષક હશે. પવિત્ર કુર્આનમાં ઈશ્વર કહે છે કે, ''અમે હઝરત મુહમ્મદ સલ્લ.ને 'રહમતુલ -લીલ-આલમીન' ના રૂપમાં મોકલ્યા છે.'' (કુર્આન, ૨૧:૧૦૭) 'રહમત'નો અર્થ છે 'કૃપા' (Blessing), અને 'આલમીન'નો અર્થ છે દુનિયા (સંપૂર્ણ સૃષ્ટિ). તેનો અર્થ એ છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.) દ્વારા આખા જગતને શાંતિપૂર્ણ જીવન, મુક્તિ, મોક્ષ અને સફળતા માટે માર્ગદર્શન મળશે.

## તેમનાં સહયોગીઓ :

- કલ્કિ પુરાણ (૨:૫) અનુસાર કલ્કિ અવતાર પોતાના ચાર સાથીઓની મદદથી 'કાલી' અર્થાત્ શેતાનને પરાજય આપશે. W.L.Langer (એન્સાઇક્લોપેડિયા ઑફ વર્લ્ડ હિસ્ટ્રી, પૃ-૧૮૪) નું કહેવું છે કે હઝરત મુહમ્મદ અને તેમનાં ચાર સાથીઓ - હઝરત અબૂબક્ર, હઝરત ઉમર, હઝરત ઉસ્માન અને હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુમ)એ ઈસ્લામના સંદેશને દુનિયામાં ફેલાવ્યો અને જૂની અમાનવીય પ્રથાઓને સમાપ્ત કરી.
- કલ્કિ પુરાણ કહે છે કે યુદ્ધના મેદાનમાં ફરિશ્તાઓ (દેવદૂતો) કલ્કિ અવતારની સહાયતા કરશે.

હઝરત મુહમ્મદ (સલ્લ.) અને તેમનાં

સાથીઓ 'બદ્ર'ના યુદ્ધમાં ૩૧૩ હતા, જ્યારે કે શત્રુઓ પાસે ૧૦૦૦ સૈનિકો હતા. ખાઈના યુદ્ધમાં મુસલમાનો ૩૦૦૦ હતા, જ્યારે દુશ્મનો ૧૫૦૦૦ થી પણ વધુ હતા. આ બંને યુદ્ધોમાં અને બીજા ઘણાં પ્રસંગોએ દુશ્મનો પર વિજય માટે ફરિશ્તાઓ (સ્વર્ગદૂતો) દ્વારા હઝરત મુહમ્મદ (સલ્લ.)ની મદદ કરવામાં આવી. પવિત્ર કુર્આન પણ તેની પુષ્ટિ કરે છે. (જુઓ ૩:૧૨૩-૧૨૫, ૮:૯, ૨૩:૯ વગેરે)

## તેમનું મૂળ વ્યક્તિત્વ :

- ભાગવત પુરાણ (૧૨:૨:૨૧)માં લખેલું છે કે કલ્કિ અવતારનું શરીર સુગંધિત હશે, જેનાથી તેમના આસપાસની હવા સુગંધિત થઈ જશે.

  હદીસમાં છે કે જ્યારે હઝરત મુહમ્મદ સલ્લ. સૂઈ રહ્યા હતા, તો તેમની પુનિત પત્ની હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ તેમનો પરસેવો એકત્રિત કરી લીધો. જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.) જાગ્યા તો તેમણે પૂછ્યું કે મારા પરસેવાનું તમે શું કરશો ? હઝરત ઉમ્મે સલમાએ જવાબ આપ્યો કે તેને અમે સુગંધના રૂપમાં ઉપયોગ કરીશું. જે વ્યક્તિ પણ હઝરત મુહમ્મદ (સલ્લ.)થી હસ્તધૂનન કરતો, તેનો હાથ આખો દિવસ સુવાસિત રહેતો. (શમાઇલે તિરમિઝી, પૃ. ૨૦૮)

- હઝરત મુહમ્મદ (સલ્લ.)ના સેવક હઝરત અનસ (રદિ.)એ કહ્યું, અમને હંમેશા ખબર પડી જતી હતી કે હઝરત મુહમ્મદ (સલ્લ.) ક્યારે પોતાના કક્ષથી નીકળે છે, કેમ કે ત્યારે તમામ હવા સુગંધિત થઈ જતી હતી. (Life of Muhammad, By Sir Willium Muir, P. 342)

- ભાગવત પુરાણ (ખંડ-૨, પ્ર-૨)માં છે કે કલ્કિ અવતારમાં આઠ અદ્વિતીય ગુણો : વિદ્વતા-તત્ત્વદર્શિતા (**Wisdom**), પ્રતિષ્ઠિત વંશ (**Honoured Family**), આત્મ-સંયમ (**Self Control**), દિવ્ય જ્ઞાન (**Divine Knowledge**), વીરતા (**Braveness**), સંયમી ભાષણ (**Balanced Speech**), ઉચ્ચ દાનશીલતા (**Extreme Charity**) અને કૃતજ્ઞતા (**Great Obliged**)થી સુસજ્જ તથા સંપન્ન હશે.

- બિનમુસ્લિમ લેખકોના નિમ્ન-લિખિત પુસ્તકો પણ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આઠ ગુણોની પુષ્ટિ કરે છે.

1. Life of Muhammad, by Sir Willium Muir Published by : Smith Elder & Co., London
2. Introduction to the Speeches of Muhammad by Lane Pool Published by :McMillan & Co., London
3. Mohammad and Mohammad by R. Bos Worth Smith

- ભાગવત પુરાણ (૧૨:૨:૧૯)માં છે કે કલ્કિ અવતારને આ આઠ ગુણોની સાથે એક તીવ્ર ઝડપવાળો ઘોડો અને તલવાર પણ આપવામાં આવશે, જેનાથી તેઓ દુષ્ટ અને દુરાચારીઓનો નાશ કરશે.

  ઈશ્વરના દૂત હઝરત જિબ્રઈલ (અલૈ.)એ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને 'બુરાક' નામે એક તીવ્ર ઝડપવાળો ઘોડો આપ્યો હતો. હઝરત મુહમ્મદ (સલ્લ.) પાસે ૭ ઘોડા અને ૯ તલવારો હતી અને તેનો ઉપયોગ તેઓ અત્યાચારીઓથી યુદ્ધ કરવા કરતા, પણ તેઓ ઇસ્લામનો સંદેશ સામાન્ય રીતે શાંતિપૂર્ણ રીતે પહોંચાડતા.

## અંતિમ અવતાર :

- ભાગવત પુરાણ (૧:૩:૨૪)માં છે કે

કલ્કિ અવતાર અંતિમ અવતાર હશે.

દિવ્ય કુર્આનમાં પણ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને અંતિમ પયગંબર કહેવામાં આવ્યા છે. (કુર્આન, ૪૦:૩૩)

- પુરાણ અનુસાર કલ્કિ અવતાર વૈદિક ધર્મની સ્થાપિત કરશે.
- જયારે મનુ (હઝરત નૂહ)ની જાતિના લોકોએ તેમની વાત ન માની, તો એક મોટા પૂરે આખી દુનિયાને ઘેરી લીધી અને તેમાં કેવળ મનુના અનુયાયીઓ જ બચી શક્યા. જો મનુ અને તેમના અનુયાયીઓ પૂર પછી વૈદિક ધર્મને માની રહ્યા છે, તો ઈસ્લામ એક વૈદિક ધર્મ જ છે અને કુર્આનની આ આયત તેની પુષ્ટિ કરે છે :

– ''હે મુહમ્મદ ! ઈશ્વરે તમને જે ધર્મનું પાલન કરવાનો આદેશ આપ્યો છે, એ જ આદેશ તેણે મનુ (હઝરત નૂહ)ને આપ્યો હતો અને એ જ આદેશ તેણે હઝરત મૂસા અને હઝરત ઈસાને આપ્યો હતો, અને તેણે સર્વેને એ પણ આદેશ આપ્યો હતો કે ધર્મનું (સારી રીતે) પાલન કરો અને એક-બીજાથી મતભેદ ન કરો.'' (કુર્આન, ૪૨:૧૩)

- કલ્કિ અવતાર અંગે વર્ણિત તમામ ખૂબીઓ હઝરત મુહમ્મદ (સલ્લ.)થી મેળ ખાય છે, તેથી સંસ્કૃતના વિદ્વાનો, જેમ કે ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય, ડૉ. એમ. એ. શ્રીવાસ્તવ અને પંડિત ધર્મવીર ઉપાધ્યાયનું કહેવું છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.) જ એ કલ્કિ અવતાર છે, જેમની સૌ પ્રતીક્ષા કરી રહ્યા છે. વધુ માહિતી માટે નિમ્ન-લિખિત પુસ્તકોનો અભ્યાસ કરવા વિનંતી છે :

૧. કલ્કિ અવતાર ઔર હઝરત મુહમ્મદ (સલ્લ.)
(ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય)
૨. નરાશંસ ઔર અંતિમ ઋષિ
(ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય)
૩. હઝરત મુહમ્મદ સલ્લ. ઔર ભારતીય ધર્મગ્રંથ
(ડૉ. એમ. એ. શ્રીવાસ્તવ)
૪. Muhammad in the wolrd of Scriptures
(એ. એચ. વિદ્યાર્થી)

- અમે જે પણ ચર્ચા અહીં કરી છે, તે કલ્કિ અવતાર અને હઝરત મુહમ્મદ સલ્લ. વચ્ચેનો સંબંધ દર્શાવે છે. પરંતુ કોઈ એમ પણ કહી શકે છે કે જે પણ ચર્ચા કરવામાં આવી છે, તે અમારી કલ્પના માત્ર હતી અને એ કંઈ નક્કર પુરાવો નથી કે કલ્કિ અવતાર જ હઝરત મુહમ્મદ સલ્લ. જ છે અથવા હઝરત મુહમ્મદ સલ્લ. વિશે જ પવિત્ર પુરાણોમાં ભવિષ્યવાણી કરવામાં આવી છે.
- તેથી કલ્કિ અવતારની ઓળખની પુષ્ટિ કરવા માટે અને હઝરત મુહમ્મદ સલ્લ. વિશે પુરાણોની ભવિષ્યવાણીઓ સમજવા માટે અમે હિંદુઓના અન્ય પુસ્તકોનો સંદર્ભ આપીએ છીએ, જે આ પ્રમાણે છે :

૧. अज्ञान हेतु कृत मोहमदान्धकार नांश विधायं हित दो दयेत विवेक । (શ્રીમદ ભાગવત્ પુરાણ, ૨:૭૨)
અર્થાત્, મોહમ્મદ દ્વારા અજ્ઞાનનો અંધકાર દૂર થશે અને જ્ઞાન અને આધ્યાત્મિકતા ફૂલશે-ફાલશે.

૨. एतस्मिन्नन्तिरे म्लेच्छ आचार्य्यण समन्वितः ।।
महामद इति ख्यातः शिष्यशाखा समन्वतः।
(ભ.પુ.પર્વ-૩, ખંડ-૩, અ-૩, શ્લોક-૫)
અર્થાત્, ભવિષ્ય પુરાણ અનુસાર, ''કોઈ બીજા દેશમાં એક નબી (સંદેષ્ટા) પોતાના સાથીઓની સાથે આવશે. તેનું નામ

'મહામદ' હશે, અને તે એક મરૂસ્થળે (રણપ્રદેશમાં, Desert) પ્રગટ થશે.''

૩. પંડિત ધર્મવીરે એક પ્રસિદ્ધ પુસ્તક 'अंतिम ईश्वरदूत' લખ્યું, જે ઈ. ૧૯૨૩માં નેશનલ પ્રિન્ટિંગ પ્રેસ, દરયાગંજ, નવી દિલ્હીએ પ્રકાશિત કર્યું. આ પુસ્તકમાં તેમણે લખ્યું છે કે કાગ-બુસંદી અને ગરુડ શ્રીરામની સાથે લાંબા સમય સુધી રહ્યા, અને ન માત્ર તેઓ તેમની શિક્ષાઓનું પાલન કરતા હતા, બલ્કે તેઓ શ્રીરામની શિક્ષાઓને સામાન્ય લોકો સુધી પહોંચાડતા પણ હતા. તુલસી-દાસજીએ આ જ શિક્ષાઓનો પોતાના સંગ્રામ પુરાણના અનુવાદમાં ઉલ્લેખ કર્યો છે. તેમણે લખ્યું છે કે શંકરજીએ પોતાના પુત્રને ભવિષ્યના ધર્મ વિશે આ શબ્દોમાં દર્શાવ્યું :

**તુલસીદાસજીની ભવિષ્યવાણી :–**

| | |
|---|---|
| यहां न पक्षपात कछु राखहुं<br>वेद, पुराण, संत मत भाखहुं। | **કોઈપણ પક્ષપાત વિના હું સંતો, વેદો અને પુરાણોની શિક્ષાઓ બતાવી રહ્યો છું.** |
| संवत विक्रम दाऊ अनझा।<br>महाक्रोक नस चतुर्पतझा | **વિક્રમની સાતમી સદીમાં તે જન્મ લેશે અને તેના સાથે ચાર ચમકતા સિતારાઓ હશે.** |
| राजनीति भव प्रीति दिखावे<br>आपन मत सबका समझावे। | **તે તર્ક (બુદ્ધિ અને પ્રેમ)ની સાથે શાસન કરશે અને પોતાની શિક્ષાઓથી લોકોને સહમત કરશે.** |
| सुरन चतुसुदर सतचारी।<br>तिनको वंश भयो अति भारी | **તેના ચાર સાથીઓ હશે, જેમના દ્વારા તેના અનુયાયીઓ વધશે.** |
| तब तक सुन्दर मद्दिकोया।<br>बिना महामद पार न होया। | **જ્યાં સુધી ઈશ્વરીય ગ્રંથ પૃથ્વી પર છે, મહામદનું અનુસરણ કર્યા વિના કોઈ સફળ નહીં થાય.** |
| तबसे मानहु जन्तु भिखारी<br>समस्थ नाम एहि व्रतधारी। | **સામાન્ય લોકો, ભિક્ષુક, જીવ-જંતુઓ મહામદનું નામ લેવાથી ઈશ્વરને માનનારાં બનશે.** |
| हर सुन्दर निर्माण न होई<br>तुलसी वचन सत्य सच होई। | **તુલસીદાસ સત્ય કહે છે કે તેમના પછી કોઈ તેમના જેવો જન્મશે નહીં.** |

સંદર્ભ : હઝરત મુહમ્મદ (સલ્લ.) और भारतीय ધર્મગ્રંથ લે. ડૉ. એમ. એ. શ્રીવાસ્તવ, પૃ. ૧૮

૪. ઉપનિષદોમાં પણ હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે ભવિષ્યવાણીઓ છે. નાગેન્દ્રનાથ બાસુ દ્વારા સંપાદિત વિશ્વકોષના બીજા ભાગમાં ઉપનિષદોના તે શ્લોકો આપવામાં આવ્યા છે, જેમાં ઈસ્લામ અને પયગંબરનો ઉલ્લેખ છે. તેમાંથી કેટલાંક મુખ્ય શ્લોકો અને તેમનો અર્થ આ પ્રમાણે છે :

अस्माल्लां इल्ले मित्रावरूणा दिव्यानि धत्ता।

इल्लल्ले वरूणा राजा पुनदुर्दः।

हयामित्रो इल्लां इल्लल्ले इल्लां वरूणो

मित्रस्तेजस्कामः ।।१।।

होतारमिन्द्रो होतारमिन्द्र महासुरिन्द्राः।

अल्लो ज्येष्ठं श्रेष्ठं परमं पूर्ण ब्रह्माणं अल्लाम्।।२।।

अल्लो रसूल महामद रकबरस्य अल्लो अल्लाम्।।३।।

(અલ્લોપનિષદ, ૧,૨,૩)

અર્થાત્, ''આ દેવતાનું નામ અલ્લાહ છે. તે એક છે. મિત્રા વરૂણ વગેરે તેમના ગુણો છે. વાસ્તવમાં અલ્લાહ વરૂણ છે, જે તમામ સૃષ્ટિનો બાદશાહ છે. મિત્રો ! તે અલ્લાહને પોતાનો પૂજ્ય સમજો. તે વરૂણ છે અને એક મિત્રની જેમ તે તમામ લોકોના કામ બનાવે છે. તે ઈન્દ્ર છે, શ્રેષ્ઠ ઈન્દ્ર. અલ્લાહ સૌથી મહાન, સૌથી સારો, સૌથી વધુ પવિત્ર છે. મુહમ્મદ (સલ્લ.) અલ્લાહના શ્રેષ્ઠતમ પયગંબર છે. અલ્લાહ આદિ, અંત અને

સમગ્ર સંસારનો પાલનહાર છે. તમામ શુભ નામો અલ્લાહ માટે જ છે. વાસ્તવમાં અલ્લાહે જ સૂર્ય, ચંદ્ર અને તારાઓ પેદા કર્યા છે.''

| | |
|---|---|
| आद ल्ला बूक मेक्कम्<br>अल्लबूकनिखादम् ।।४।। | આ શ્લોકનું ભાષાંતર કરી શકાયું નથી. |
| अला यज्ञन हुत हुत्वा अल्ला<br>सूर्य चन्द्र सर्व नक्षत्राः ।।५।। | અલ્લાહની ઉપાસના યુગોથી કરવામાં આવી રહી છે. સૂર્ય, ચંદ્ર અને તારાઓ સર્વે અલ્લાહની રચના છે. |
| अल्लो ऋषीणां सर्व दिव्यां<br>इन्द्रायपूर्व माया परमन्तरिक्षा ।।६।। | અલ્લાહ સંતોનો રક્ષક છે. તે સૌથી મહાન છે. અલ્લાહ સર્વે વસ્તુઓથી પહેલાં છે અને સમસ્ત સૃષ્ટિથી અધિક વિલક્ષણ છે. |
| अल्लः पृथिव्या अन्तरिक्ष्ज्ञं<br>विश्वरूपम् ।।७।। | અલ્લાહના (સામર્થ્યનું) દર્શન પૃથ્વી,આકાશઅનેસૌર્યમંડળની તમામ વસ્તુઓને થાય છે. |
| इल्लांक्बर इल्लांक्बर इल्लां<br>इल्लल्लेति इल्लइल्लाः ।।८।। | અલ્લાહ સૌથી મહાન છે, અલ્લાહ સૌથી મહાન છે, તેના સમાન કોઈ નથી. |
| ओम् अल्ला इल्लल्ला अनदि | ૐ એટલે અલ્લાહ. આપણે તેના આરંભ અને અંતનું અનુમાન કરી શકતા નથી. તમામ બૂરાઈઓથી બચવા આપણે આવી રીતે દુઆ કરીએ છીએ. |
| दे स्वरूपाय अथर्वण श्यामा<br>हुह्री जनान पशून सिद्धानः<br>जलवरान् अदृष्टं कुरू कुरू फट | હે અલ્લાહ! દુષ્ટ, ગુનેગાર અને લોકોને પથભ્રષ્ટ કરનારાં ધાર્મિક લોકોનો નાશ કર, અને પાણી વડે નુકસાન પહોંચાડનાર જંતુઓ (Evil creature of water)થી અમારી રક્ષા કર. |
| असुरसंहारिणी हुं हीं अल्लो<br>रसूल महमद रक्बरस्य अल्लो | અલ્લાહ દાનવ શક્તિનો નાશ કરવાવાળોછે, મુહમ્મદ(સલ્લ.) અલ્લાહના પયગંબર છે. |
| अल्लाम् इल्लल्लेति इल्लल्ला | અલ્લાહ તો અલ્લાહ છે, તેના સમાન કોઈ નથી. |

(અલ્લોપનિષદ, ૪-૧૦)

ગીતા પ્રેસ, ગોરખપુર દ્વારા પ્રકાશિત 'કલ્યાણ' સામયિકના વિશેષાંક 'ઉપનિષદ્ અંક' માં ૨૨૦ ઉપનિષદોનો ઉલ્લેખ છે. આ ૨૨૦ ઉપનિષદોમાં અલ્લોપનિષદ ૧૫ મા સ્થાન પર છે. ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાયે પણ અલ્લોપનિષદનો ઉલ્લેખ પોતાના પુસ્તક 'વૈદિક સાહિત્ય-એક વિવેચના'માં કર્યો છે, જે પ્રદીપ પ્રકાશને ૧૯૮૯માં પ્રકાશિત કર્યું હતું.

- હ. મુહમ્મદ (સલ્લ.) વિશે ભવિષ્યવાણીઓ માત્ર હિંદુ ધર્મગ્રંથોમાં જ નથી, બલ્કે દરેક ધર્મમાં છે. અન્ય ધર્મના ગ્રંથોની ભવિષ્ય-વાણીઓ આ પ્રમાણે છે :

## યહૂદી ધર્મમાં ભવિષ્યવાણી :

- હું તેમના માટે તમારા ભાઈઓમાંથી (મૂસા અલૈ.ની જેમ) એક પયગંબર ઉદયમાન કરીશ, અને હું મારા શબ્દો તેના મુખમાં મૂકીશ અને જે વાતની હું તેને આજ્ઞા કરીશ, તે જ તે (માનવજાતિને) કહી સંભળાવશે.''

(Old Testament, Deutermony, 18:18)

### ખ્રિસ્તી ધર્મમાં ભવિષ્યવાણી :

ઈસુ મસીહ પવિત્ર બાઈબલમાં કહે છે :

- ''હું તમને ધર્મની દીક્ષા માટે પાણીથી બાપ્તિસ્મા આપું છું, જેથી તમે પાપોથી પશ્ચાતાપ કરો. પરંતુ જે મારા પછી આવશે, તે મારાથી વધુ શક્તિશાળી હશે. હું તેના પગરખા ઉઠાવવાને પણ યોગ્ય નથી. તે તમને પવિત્ર આત્મા અને અગ્નિ વડે બાપ્તિસ્મા આપશે.'' (St. Mathew 3:11)
- બાઈબલ મૂળ ઈબ્રાની ભાષામાં અવતરિત કરવામાં આવ્યું હતું. તે Old Testament ના Solomon, Ch. 5, Verse 16 માં કહેવામાં આવ્યું છે :—

"Hikko Mamittakim we kullo Muhammadim Zehdoodeh wa

Zehraee Bayna Jerusalem."

અર્થાત્, "તેના બોલ ખૂબ મીઠા છે. તે ખૂબ જ પ્રિય છે. હે યરુશલમની સુપુત્રીઓ ! હઝરત મુહમ્મદ મારો પ્રિય અને મારો મિત્ર છે." (ઇબ્રાની ભાષામાં નામની સાથે 'ઇમ' (im) માન-વાચક છે, તેથી અહીં નામ Muhammadim આવ્યું છે.)

## બૌદ્ધ મતમાં ભવિષ્યવાણી :

- દિવ્ય પુરાણમાં છે કે ગૌતમ બુદ્ધ ઈશ્વરના ૨૩ મા અવતાર છે. બુદ્ધે પોતાના ભક્ત નંદાને કહ્યું : "હે નંદા ! આ જગતમાં હું પહેલો બુદ્ધ નથી અને ન હું અંતિમ છું. આવનારા સમયમાં, આ જગતમાં એક બીજો બુદ્ધ આવશે, જે સત્ય અને દાનની શિક્ષા આપશે. શુદ્ધ અને પવિત્ર શિક્ષાઓ આપશે. તેનું હૃદય નિર્મળ હશે. તે જ્ઞાની હશે. તે લોકોનું નેતૃત્વ કરશે અને બધા લોકો તેનાથી માર્ગદર્શન મેળવશે. તે સચ્ચાઈની શિક્ષા આપશે. તે દુનિયાને જીવનનો સુંદર માર્ગ પ્રદાન કરશે, જે શુદ્ધ અને પૂર્ણ હશે. હે નંદા ! તેનું નામ મૈત્રેય હશે."

  (Gospel of Budha by Carus, Page 17)

- ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય પોતાના બે પુસ્તકોમાં (જેનો ઉલ્લેખ અગાઉ કરવામાં આવ્યો છે) પુરવાર કરી ચૂક્યા છે કે આ પવિત્ર ધર્મગ્રંથોમાં તમામ ભવિષ્યવાણીઓ હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે જ છે.
- આ તમામ વાતો લખવાનો હેતુ શું છે ? જો આપણે વિદેશમાં જઈએ, જ્યાં દરેક વ્યક્તિ આપણા માટે નવી અને અપરિચિત હોય, એવામાં જો આપણને એ ખબર પડે કે તેમાંથી એક વ્યક્તિ આપણા દેશની છે, તો તે વ્યક્તિ વિશે કોઈ વાત જાણ્યા વિના આપણે તેના માટે મિત્રતા, હમદર્દી અને આકર્ષણ અનુભવીએ છીએ, કેમ કે તે વ્યક્તિ અને આપણા વચ્ચે સમાનતા છે અને તે છે આપણું વતન.
- આ સમાનતાનો વિચાર બે અજનબીઓ વચ્ચેનું અંતર ઓછું કરે છે. આવું જ એ સમયે પણ બને છે, જ્યારે આપણે આપણા અને બીજા ધર્મોની સમાન વાતોને જાણીએ. હવે આપણે એ વાત જાણી લીધી છે કે હિંદુ ધર્મના પવિત્ર નરાશંસ/કલ્કિ અવતાર અને ઈસ્લામના હઝરત મુહમ્મદ (સલ્લ.) વાસ્તવમાં એક જ છે. આ સમાનતાની અનુભૂતિ હિંદુ-મુસ્લિમ વચ્ચેના દ્વેષ અને નફરતને ઓછું કરશે. આ જાણકારી આપણે આમ લોકો સુધી પહોંચાડવી જોઈએ, જેથી તેમના દરમ્યાન ભેદભાવ ઓછો થાય અને માનવ-જીવનમાં શાંતિ આવે, અને સંસારના લોકો સમૃદ્ધ જીવન વ્યતીત કરી શકે.

—●—

# ક્યૂ. એસ. ખાન લિખિત પુસ્તકો

| અ.નં. | પુસ્તકનું નામ (ઇન્ટરનેટ પરથી ડાઉનલૉડ કરવાની લિંક સાથે) | પુસ્તકનો પ્રકાર |
|---|---|---|
| **મેનેજમેન્ટ વિષયક પુસ્તકો :** | | |
| ૧. | **Law of Success for Both the Worlds**<br>http://www.scribd.com/doc/37987436/Law-of-Success-for-both-the-Worlds-English | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૨. | **યશાચિ ગુરુકિલ્લી** (મરાઠી અનુવાદ : સુશીલ એસ. લિમયે)<br>http://www.scribd.com/doc/19486457/Yashachi-GurukilliComplete-Marathi | |
| ૩. | **સફલતા કે સૂત્ર** (હિન્દી અનુવાદ : ડૉ. વિમલા મલ્હોત્રા)<br>(અપલોડ થયેલ નથી) | ઈ-બુક |
| ૪. | **How to Prosper Islamic Way**<br>Vol. 1 : http://www.scribd.com/doc/37932859/How-to-prosper-Islamic-Way-Vol-1<br>Vol. 2 : http://www.scribd.com/doc/46098862/How-to-prosper-Islamic-Way-Vol-2 | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| **એન્જિનીયરિંગ વિષયક પુસ્તકો : (આ પુસ્તકો ૨૦૧૨ માં પુનઃપ્રકાશિત થશે.)** | | |
| ૫. | **Vol-1 Introduction to Hydraulic Presses and Press Body**<br>http://www.scribd.com/doc/17599574/Volume1-Introduction-to-Hydraulic-Presses | ઈ-બુક |
| ૬. | **Vol-2 Design and Manufacturing of Hydraulic Cylinders**<br>http://www.scribd.com/doc/17375627/Volume2-Design-and-Manufacturing-of-Hydraulic-Cylinders | ઈ-બુક |
| ૭. | **Vol-3 Study of Hydraulic Valves, Pumps and Accumulators**<br>http://www.scribd.com/doc/17527393/Volume3-Study-of-Hydraulic-Valves-Pumps-and-Accumulators | ઈ-બુક |
| ૮. | **Vol-4 Study of Hydraulic Accessories**<br>http://www.scribd.com/doc/17599472/Volume4-Study-of-Hydraulic-Accessories | ઈ-બુક |
| ૯. | **Vol-5 Study of Hydraulic Circuit**<br>(હજુ અપલૉડ કરેલ નથી) | ઈ-બુક |
| ૧૦. | **Vol-6 Study of Hydraulic Seals, Fluid Conductor and Hydraulic Oil.**<br>http://www.scribd.com/doc/17742753/Volume6-Hydraulic-Seals-Fluid-Conductor-and-Hydraulic-Oil | ઈ-બુક |
| ૧૧. | **Vol-7 Essential Knowledge Required for Design and Manufacturing of Hydraulic Presses**<br>http://www.scribd.com/doc/18996385/Volume7-Essential-Knowledge-Required-for-Design-and-Manufacturing-of-Hydraulic-Presses | ઈ-બુક |

# ક્યૂ. એસ. ખાન લિખિત પુસ્તકો

| અ.નં. | પુસ્તકનું નામ (ઇન્ટરનેટ પરથી ડાઉનલોડ કરવાની લિંક સાથે) | પુસ્તકનો પ્રકાર |
|---|---|---|
| **ધાર્મિક પુસ્તકો :** | | |
| ૧૨. | **Hajj : Journey Problems and their Easy Solutions**<br>http://www.scribd.com/doc/8966044/Hajj-Guide-Book-English-PDF | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૧૩. | સફરે હજ્જકી મુશ્કિલાત ઔર મુમ્કિન હલ (ઉર્દૂ)<br>http://www.scribd.com/doc/7949973/Hajj-Guide-Book-Urdu | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૧૪. | સફરે હજ્જકી મુશ્કિલાત ઔર મુમ્કિન હલ (હિન્દી)<br>(હિન્દી અનુવાદ : ખાલિદ શેખ)<br>http://www.scribd.com/doc/15223840/Hajj-Guide-Book-Hindi | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૧૫. | સફરે હજ્જકી મુશ્કિલાત ઔર મુમ્કિન હલ (ગુજરાતી)<br>(ગુજરાતી અનુવાદ : જમાલ કુરૈશી)<br>http://www.scribd.com/doc/8965793/Hajj-Guide-Book-Gujarati | ઈ-બુક |
| ૧૬. | સફરે હજ્જકી મુશ્કિલાત ઔર મુમ્કિન હલ (બંગાલી)<br>(બંગાલી અનુવાદ : શૈખ કાસિમ)<br>http://www.scribd.com/doc/8997495/Hajj-Guide-Book-Baengali | ઈ-બુક |
| ૧૭. | **Teaching of Vedas and Quran**<br>http://www.scribd.com/doc/18753559/Teaching-of-Vedas-and-Quran | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૧૮. | પવિત્ર વેદ ઔર ઇસ્લામ ધર્મ (હિન્દી)<br>(ટૂંક સમયમાં અપલોડ થશે) | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૧૯. | ક્યા હર માહ ચાંદ દેખના ઝરૂરી હૈ ? (ઉર્દૂ)<br>http://www.scribd.com/doc/40483163/Kya-Har-Maah-Chand-Dekhna-Zaroori-Hai | ઈ-બુક |
| ૨૦. | **Holy Quran in Roman Urdu**<br>http://www.scribd.com/doc/31660372/Holy-Quran-in-Roman-Urdu-Surah-Baqara-The-Cow | ઈ-બુક |

1. E-books could be downloaded free of cost from www.scribd.com or www.freeeducation.co.in
2. Books ‘Law of Success for Both the Worlds’ and ‘Yashachi Gurukilli’ are available all over India in ‘Cross World’ book stores at the cost of ₹ 150 and ₹ 140 respectively.
3. Out side India the book ‘Law of Success for Both the Worlds’ could be puchased online from amazone.com at $28 U.S.
4. All the seven volume of engineering book will be printed as single handbook with title of ‘**Design and Manufacturing of Hydraulic Presses**’ and will be cost ₹ 1000 only.